થઇ ગયાંછે. રાજ પુત્રો પણ તેમનો ભોજનનો વેળ પડી ગયાથી રડવા અને બરાડવા લાગ્યા.

રાણીઓ ઉપર રાજાનો પ્રેમ ઘણોજ, તેથી તે નરમાસથી પણ ક્રોધથી બોલ્યો—"પ્રાણ સખીયો ઉઠો! સાવધ થાઓ અને મારો આગળ નિવેદન કરોકિ તમને આટલું દુખ ઉત્પન કરનાર કોણ અભાગ્યો પ્રાણી પોતાનું મોત મુઠીમાં લઇને ભમેછે. સતિઓ! પવને કે સુરયે કદાચ તમને આળ ચઢાવ્યું હોય તો તેને પણ શાસન કરવાને હું સમર્થ છું." એટલે એક પટરાણી જે ઉભી ઉભી નિશ્વાસ મુકતી હતી તે બોલી, "મહારાજ! આપના જેવા દેવ પુરૂષ હમે રાંક દાસિઓનાં શિરપર બીરાજોછો તો હમારી અવગણના કે અમરયાદા કોઈ કરી શકે એમ નથી. પણ મહારાજ આપ સુગ્ન એટલે હવે અમારે મોડે શું બોલાવોછો? અંદર આવો—હમારી બે બેનના હાલ જુઓ!" રાજા પાસે ગયો કે બે રાણીઓ ફાટેલા વસ્ત્ર સાથે પલંગપર પડેલી જોઈ. "મારૂએ હમારી લાજ લેવા માર્યીને હાડકાં ભાગ્યાં!" કહી કોર મરડી કોઠીના ઠીકરાં કડડડ ભાંગ્યાં કે રાજા સમજયો ને ગુસામાં ને ગુસામાં ત્યાંથી ચાલી નિકલ્યો. દેવડી આગળ જયાં મારૂ બીજા યોદ્ધાસાથે તકરાર કરેછે ત્યાં આવી પોહોચ્યો. "છોડા! તું આ યોધ્ધાને બર આવતો નથી; પણ સંભાળ, તું એવો અકર્મિ નિપજયો કે જામનુ નામ તેં આજેજ બોળ્યું; તારો ગુનો એવો છે, જેની માફીજ મળે નહીં. (બીજી તરફ ફરીને) હાંરે કોઈ છે? આ છોકરાને કચેરીમાં લાવી આજનો આજ સુળિએ દો." એટલે જાસુદો સુતારોને તેડવા દોડી ગયા. સુતારો ચોકમાં આવી પુગ્યા કે સુતારોને સુળી તૈયાર કરી આપવાનો હુકમ કર્યો.

સુતારો મનમાં ખેદ કરેછે, કે આવા રતન જેવા દીકરાને શુળિએ દેવડાવેછે તે પાપ (બાળ હત્યામાં) આપણને સામેલ કરવા માગેછે, માટે આપણેતો સાફ ના કેહેવી. તેઓ ચોકમાં આંસુ આ-

ાજો બોલ્યો—કે—ભાટ તમારો વેળ થયો
જવાનું છોડી દઇ, અહીંથી ઉત્તરમાં સીધા ચા-
રસ્તામાં તમને એક મોટો મેહેળ દેખાશે તેમાં રાજાની
ી દંભાવતી રાણીનો દીકરો ગજરામારૂ તમને ઘોડા પ-
ં નતં પાશે. આ સાંભલી ભાટ હરખાયો અને ઘોડાનુ મોં ઉત્તર દિશા ભણી ફેરવ્યું. વજીર પણ પોતાનો સાથ છોડીને ભાટની પછવાડે ચાલ્યો.

કેટલીક વારે તેઓ મારૂની સરહદપર આવી પોહોચ્યા. મારૂના મેહેલના મિનારા, પ્રવાસિયોને છાનામાના ઝાડોમાં રહીને જાણે જોતા હોયની, એમ એકાએક તેમની નજર તેનાપર પડી. અંતે તેઓ મેહળને આંગણે આવી પોહચ્યાં. જયાં બે જવાન હાથમાં કસુંબાથી ભરેલા સોનાના ત્રાંસલાં લઇને વટેમારગુની રાહ જોતા ઊભેલા તેમણે દીઠા. ભાટની અને જવાનની નજરો નજર એક મલી કે એક જણે અગાડી જઇને ભાટના હાથમાં આપ્યુંજ. એક ખાલી થયું કે બીજુ તૈયારજ, તે પણ ભાટ ઠાંસી ગયો. પછી બીજે જવાને આવી દુધનાં બે ત્રાંસલાની જોડ હાજર કરી કે ભાટ તેપી ગટ કરી ગયો. એટલે ત્રીજો જવાન હાથમાં મેવા મિઠાઈ અને તંબોળ વગેરેની ત્રાંસ તૈયાર કરી ભાટની હુજુર આવી ઊભો. ભાટે ઘોડે બેઠાં બેઠાં, તેમાંથી પોતાની ઇચ્છા પ્રમાણે પેટ ભરીને ઠુંગો કરી લીધો. તેમાંથી તંબોળ લઇ મોં લાલચોલ કીધું. પછી આશિરવાદ દઈ જેવો તે ભાટ પાછો ફરવા માંડેછે, તેવામાં પોળને નાકે, એક જણે ભાટના હાથમાં નાણાની ભરેલી એક થેલી આપીને ચાલતો થયો. ભાટ પાછો સિમાડે આવી પોહચ્યો કે એક જણે અટકાવીને તેને ચડે ઘોડેજ પાઘડી બંધાવી કસબી બેસ ઓરાડયો. ભાટ તો આનંદમાંને આનંદમાં આશિર્વાદનો વરસાદ વરસાવતો આગળ ચાલ્યો. અને મનમાં બોલ્યો, વાઃ ઇશ્વરે આવા પણ માણસ પૃથવીની

પીઠપર પેદા કર્યાંછે તો ! અને તેનો યશ ગા..
ઘડનો રસ્તો પકડ્યો.

વજીર દૂર સંતાઇને ઊભા ઊભા આ સઘલું વૃત્ત મુ-જોયા કરતો હતો. માઢનો વૈભવ જોઇને તેને તો કંઇ ..
થઇ આવ્યું. તેથી તેપણ ભાટ પાછળ તેને કોઇ જોય નહી તેવી રી
નિકલિ ચાલ્યો. આગલ પાછલ ચાલ્યા ચાલ્યા બંન્ને ઘડમાં આવ્યા. ભાટ ભાઇ તો ઘડ જોતાજોતા જઇને દરબારેજ ટેકયા અને વજીરે પણ તેની કેડ મેલીજ નહી.

મ્હેલને પાછલે માર્ગે થઇને વજીર દરબારમાં રાજાની પાસે જ-ઇને બેઠા. રાજાની સાથે તે વાતચીત કરેછે એટલામાં પેલો ભાટ ત્યાંજ આવી પોહચ્યો. કચેરીમાં કોઇએ તેનો સત્કાર કીધો નહી, તેથી ભાટના ડોલા ફાટા અને મનમાં આવ્યું તે બોલવા લાગ્યોઃ

ખાંડિયે બંડિયેરે લૂલે લંગડેરે,
જામે લજવી માર્યું બાધું ઘડરે—જામે.
ધનરે અણમાનીતી તુજ કુખનેરે,
રેહશે નામજ તારૂ નવખંડરે—રેહશે.

ભાટને સાંભલીને જસાજામ કોપ કરીને બોલ્યો-અરે ભાટુડા ! તુ મારી મારા સમક્ષજ અવગણનાં કરે છે. ! જા તને ભિક્ષુક જા-ણીને જીવતો મુકું છુ, હવે જળદી તારો જીવ ઊગાર ! નહિતર અહીં કાંઇ નવીનજ જોઇશ !

ભાટે જામની કાંઇ ઉલટીજ રીતી જોઇને બોલ્યોઃ—

તેરે માગણ બોત હેં, મેરે ભુપ અનેક,
જસા જામ ન જાચિયે, યહ ભાટનકી ટેક.

એટલુ કહી ભાટ ત્યાંથી નિકલી ચાલ્યો. જામનો મિજાજ વજી-રના કહ્યાથી પ્રથમજ ગયો હતો, તેમાં વલી ભાટે મમરો મુકી બાણુ

માર્યો. એટલે તેના હૃદયમાંનાં સાંસરાં નિકળી આવ્યાં. તેણે હુકમ કર્યો કે, "હમણાંને હમણાં અણુમાનિતીના કુંવરને જઇને કોઈ કોહો કે રાજા તને દેશપાર કરેછે, માટે જસા જામની આણ ફરે તેટલામાં તેણે રેહવું નહી. હુકમને માન આપશે નહી તો, જીવથી માર્યો જશે. એટલેથી સમજ, નહી તો મુસ્કેટાટ કરીને મારીહજુર લાવવો!"

રાજાનો હુકમ તો થયો પણ જવાની હામજ ભીડે કોણ? કચેરીમાં સર્વે કોઇ જોઇજ રહ્યુ છે. આથી રાજાની આંખમાં વધારે ઝેર ઉત્પન્ન થયુ ને ક્રોધ આણીને બોલ્યો "કેમ! આજેજ સર્વે રજપૂત શૃંદલ થઇ બેઠા! કોઈ શૂરવીર કચેરીમાં રહ્યોજ નથીકે! જેણે પોતાની માનું દુધ પીધું હશે, તેજ આ બિડું લેશે!"

એક બેવાર કચેરીમાં બિડુ ફેરવ્યું પણ કોઇએ હામ ભીડી નહી, તે જોઇને એક ખુણામાં બેઠેલા કોઇ સામતે બાહાર આવીને થાંસમાંથી બીડુ ઉચકી, માથે ચડાવી ખાઈ ગયો. તેનો હાથ પકડીને રાજા તેને સાબાસી આપેછે–"વીરા! તેં આજે જામનું નામ રાખ્યું છે!" "પૃથિવપતિ! આપની આગ્યા માથે ચડાઉંછું. આ ઘટમાં પ્રાણછે ત્યાંસુધી પાછો ફરનાર નથી.!" રાજાને વંદન કરી તે જાયછે.

સામત રસ્તે ચાલતાં ચાલતાં વિચાર કરેછે જે મારા બાપને એના મોસાલિયાયે માર્યો છે. માટે ભલે ઇશ્વર! આજે મારો લાગ અંત આવ્યો છે. હવે જોઉં શું થાયછે તે! પૂર્વના વેર સંભારતો સાંભારતો તે મેહેલને આંગણે આવી પોહચ્યો. ઘોડેથી તે ઉતરે તેની અગાઉ ગજરાના સેવકો થાંસ લાવી ઊભા. તેમનો ઇનકાર કરીને તે કચેરીમાં જઇને ઉભો. જ્યાં નજર ફેરવી જુએછે તો સાડી સાતસેં શૂરા રજપૂતોથી કચેરીનો ઠાઠ સોભતો હતો. દરએક સામતના હાથમાં સિરોઇ, કેડે કટાર, ને વાંસે ઢાલ લટકતી હતી. સર્વેને માથે રંગબેરંગીન બનારસી શિરપેચ આવી રહ્યાછે. સર્વેના કટાક્ષમાં ખુણસ વરતાઇ આવેછે. સર્વેને મથાળે ઉંચા સિંહાસનપર બેઠેલો

તેણે મારૂને જોયો. "આ રહ્યો મારો શિકાર! પણ તે હાથ આવવો દુર્લભ છે!" પછી પોતે હિમ્મત ધરી સભાની મધ્યસ્થમાં આવી ઘોરનાદે મારૂના તરફ નજર રાખી બોલ્યોઃ

"રાજમાન્ય મારૂ અને આ સભામાં બિરાજેલા સામતો તમે સાંભળોઃ—

"ચંપા ધડથી રાજા જસા જામનો મોકલ્યો તેના હુકમથી તમારી દરબારમાં આવી જાહેર કરૂછુ કે રાજા જસા જામ તેના કુંવર ગજરા મારૂને દેશવટો લેવાને હુકમ કરેછે. રાજા જસા જામની આણ ફરે તેટલા મુલકની હદ પાર કરી જવાને ગજરામારૂને તે ફરમાવેછે. માટે તે રજપૂત બચ્ચો તેનાં પિતાની આગ્ના લોપશે નહિં."

આ સકુન સાંભળતાંજ સાડી સાતસેં સામતો એકદમ મેઘની પેરે ગગડી ઉઠયા પણ મારૂએ વારયા કે આતો અનુચર છે, માટે એને શાસન થાય નહી. પછી અનુચર તરફ ફરીને "સામત સાંભલ! જા જઈ તારા રાજા જસા જામને એના પુત્ર મારૂનું કહેણ કેહે કે પુત્ર મારૂ તેના પિતા જસા જામની આગ્ના લોપે તેમ નથી. જા કહે કે જસા જામની આણ ફરે તેટલા મુલકની સીમ વટાવીને તે ક્યારનો વસ્યો છે."

અનુચરના આવ્યા પહેલાં જસા જામના દરબારમાં ચારણનાં મેણા ઉપરથી જે ચર્ચા ચાલી હતી તેની દંભાવતીને જાણ થઈ હતી, તેથી રાણી વિચારમાં પડી—કે—આમ તે કયાં સુધી નિભાશે? જે ગામમાં રોજ ધાડ પડે તે કોઇ દીવસ પણ લુટાય. લાકડાની તરવાર શત્રુ સાંમા શા કામની? તેમજ પુત્ર હવે દીનપરદીન મોટો થતો જાયછે. માને ત્યાંસુધી હું મા ને તે દીકરો! માટે હવે કાંઇ ઇલાજ કરવો સજાવાર છે કે જેથી પુત્ર પ્રયાણ કરતો અટકે. એવા મનસુબામાં આખી રાત્ર વીતિ ગઇઃ દિવસ વળી ગયો અને રાતપણ

ઘપાટા બંધ ચાલી. એ પ્રમાણે દાહાડાનાં અથવાડિયાં ને પખવાડિયાં થઇ મહિનાવાં મહિના વહી ચાલ્યા, શોચમાં ને શોચમાં દં બાવની રાણીને કાંઇ ચેન પડતું નથી. એટલે એક દીવસે બારિયે ઉભી હતી તેવામાં તેની નજર પોતાના એક બ્રાહ્મણ પર પડી. દાસી મોકલી તેને મ્હેલમાં તેડી મંગાવ્યો, રાણિયે બ્રાહ્મણને સત્કારથી વંદન કરી બેસાડ્યો.

બ્રાહ્મણે રાણીને આશિર્વાદ દીધો "અખંડ સૌભાગ્યવતી ભવ!" રાણી બ્રાહ્મણની વિનંતી કરી કહેછે:—

બ્રાહ્મણ વીરા તને વિનવુંરે, જાયે તું ગામો ગામ રે—જાયે
કુંવરના જેવી કન્યા લાવજે રે, મારૂ એટલું કરની તું કામરે.
રૂપે ગુણે કન્યા બહુ શોભતી રે, તેમાં ના જોઇયે ખાપણ કે ખોડરે.
જેને મારૂ રે મારો મોહિ રેહે રે, તેવી મેલવની તું જુગલ જોડરે.
ધન લેરે જોઇયે તારે તેટલું રે, વળતી પુરીશ તારી હું તો આશરે.
ગુણ નહિ ભુલું વિપ્ર વહાલડા રે, રાખીશ નિશ્ચે તુને મારી પાસરે.

રૂપિયાની ભરેલી એક થેલી બ્રાહ્મણનાં હાથ આપી અને એક હેમની કંઠી તેના ગલામાં પેરાવી. બ્રાહ્મણ મનમાં વિચારેછે કે આથીજ આપણા દારિદ્ર દૂર થયાં. પ્રથમ જેણે આટલું કીધું, તો પછી કામ થયા કેડે તેનું શુંજ પુછવાનું ? પણ તે બોલ્યો, "રાણી સાહેબ! હમે તમારા ઘરના આશ્રિત, (કોથલી તરફ આંગલી કરીને) તેને આની કાંઇ ગરજ નથી. હમારે ત્યાં તે કોનું છે? સર્વે તમારૂંજ કેની? એટલે પછી હાલ એ માંડીવાલો." રાણી બ્રાહ્મણનો ભાવ જોઇને બોલી, "ના સાહરાજ! એતો કાંઇજ નથી!"

બીજે દિવસે સમૂહતે જોઇ, સુકનવંદી બ્રાહ્મણ, કન્યાની શોધ કરતો ગામે ગામ જોતો ચાલ્યો. માર્ગમાં તેણે મોટી મોટી દરબારો જોઇ પણ કેથે તેનુ મન માને નહી. અંતે તે નિરાશ થઇ

થકો ફરતાં કમલાવતી નગરીમાં આવ્યો. ગામમાં પેસતાં ગયોનો જુથ અને પણિયારીઓ તેને સામે મળી. પણિયારીઓની ખુબસુરતી જોઇને બ્રાહ્મણ પ્રસન્ન થઈ વિચારવા લાગ્યો કે આ નગરીમાં મારી મેહનત સફળ થાય ખરી. પડપુછ કરતાં માળમ પડ્યું જે કમળાવતીનાં રાજાને એક ચંપાદે નામની મહાગુણી અને રૂપવાન બારવરસની કન્યા છે, જેના તેજથી ચંદ્ર સુરજ પણ બે ઘડી થંભા રેહે. આવી કીર્તિ સાંભળીને બ્રાહ્મણને ચટપટી થવા લાગી કે એકવાર એ કન્યા નિરખવી. તેમ પૂત્રી હવે પરણવા લાયક થઇછે તે શોચમાં તેનાં માતપિતાને ઉગપણ આવતી નથી. તેવામાં પેલો બ્રાહ્મણ ફરતો ફરતો રાજ કન્યાની મેડીનાચે થઇને જાયછે, ત્યાં તેની નજર ઉપર જરૂખામાં ઉભેલી રાજકન્યાપર પડી. એટલે તે પાધરો સામે જઇ તેના સમક્ષ એકી નજરે મીટ માડી ઉભો. થોડીવારમાં તે બેઉની નજરે નજર મળી. આ કોઈ પ્રદેશી જણાયછે માટે તેને બોલાવીને વર્તમાન પુછિયે, એવા હેતુથી તેણે પોતાની દાસી મોકલી બ્રાહ્મણને તેડી મંગાવ્યો. પુત્રિયે બ્રાહ્મણનો સારો સત્કાર કરીને તેને પુછ્યું:—

કિયે રે મુલકથી તમે આવિયારે, કિયારે મુલકમાં તમે જાયરે-કયા.
કોની જુવો છો તમે વાટડીરે, તમો કોને સારૂં બોઠી થાવરે—તમો

બ્રાહ્મણે જવાબ આપ્યો કે:—

ઊતરખંડથી રે અમે આવિયારે, કાંઇ મુલક જોવાને કાજ રે-કાંઇ.
જોયું રે નગર રૂડું શોભતું રે, તેમાં રૂડેરૂં ચાલેછે રાજ્ય રે-તેમાં.

ચંપાદે મનમાં કેહેછે કે માન ન માન, પણ આ કોઇ રાજાની તરફથી કન્યાની શોધમાં આવેલો જણાયછે. માટે ગમે તે યુક્તિ કરી એનો પાર લેવોજ—

આરે કામે તમે આવિયા રે, સ્વામિ સાચેરૂં બોલજો આપરે-સ્વા.
જુઠું બોલો તો તમને સમ છે રે, તમ શીર સ્ત્રી હત્યાનું પાપરે-તમ.

બ્રાહ્મણને કન્યાએ સોગન આપ્યાં એટલે સાચે સાચું બોલવાની તેને ફરજ પડી:—

સાંચુ રે કેહેતાં કન્યા સત ચઢે રે, મોઢારૂપી તમને વળગશે બાજરે
ચડ રે ચંપા થકી હું તો આવીઓ રે, કાંઇ કન્યા જોવાને કાજ રે.
કો નથી રે જનીતાએ જન્મિયો રે, કે નથી એવો સાંભળ્યો કાનરે.
નામ રે સાંભળતાં નારી હસે રે, કાંઇ વાગે મોહોનાં બાણ રે.

બ્રાહ્મણને મોહોડેથી ચંપાચડનું નામ સાંભળીને કન્યા મનમાં વિચારે છે જે ગજરા મારૂ શિવાય ત્યાં બીજું કોણ હશે ? પણ એનેજ મોહોડેથી બોલાવવું:—

કઇ જનેતાયે પૂત્ર પ્રસવિયો રે, કે કિયા રાજાને એ કુમાર રે-કઇ.
સાચું બોલો હું તમને કરગરૂં રે, આપું હું તો આ એકાવળ હાર રે.

કન્યાનો આગ્રહ જોઇને બ્રાહ્મણ કેહેછેઃ—

કું વરછે રાજા જશા જામનો રે, એનું બધું ચંપા છે ગામ રે-એનુ.
અણમાનીતીનો એ દીકરો રે, એનું ગજરા મારૂજી નામ રે-એનુ.
પુજયા હશે હરિ તે નારી પામશે રે, જોને ગજરા મારૂજી ભરથાર રે.
સફળ જન્મારો થાશે તેનો રે, જેના ભાગ્યતણો નહી પાર રે-જેના.

બ્રાહ્મણની અમૃત વાણી સાંભળીને કન્યાનુ મન વિહ્વળ થયું:—

વચન સુણીને વિહ્વળ થઇ રે, મારે મનડે તે નવ રેહે ધીર રે.
વરમાળ ઘાલુ એને હેતસુ રે, કરી થાપુ નણદી કેરો વીર રે—કરી.

મારે ઘેર બેઠાં ગંગા આવી, તો હવે શીદ ખોવું નહીં? એવું ધારીને કન્યા બ્રાહ્મણને કેહેછે—"માહરાજ! આગ્રેમાર્ગે થઇને તમે દરબારમાં જઇને મારા પિતાને નિવેદન કરો, તો તરત વેવિસાલ કરશે." પછી દરબારમાં જઇને બ્રાહ્મણે સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું. રાજાએ બ્રાહ્મણને શ્રીફળ આપી, પોતાની કુંવરી ચંપાદેનો વિવાહ ગજરા મારૂ સાથે કરી તેને વળાવ્યો. વાડવ ત્યાંથી ચાલ્યો ચાલ્યો પાછો ઘડમાં આવી રાણી દભાવંતીને કહ્યું કે વધામણી આપો. પછી સર્વ ખુલાશો કરી સંભળાવ્યો.

બ્રાહ્મણનાં આવ્યા કેડે બે ચાર દિવશે જમા જામનો અનુચર મારૂની દરબારમાં આવ્યો હતો. તેને મારૂએ તો તરકડો જવાબ આપીને કાઢયો; પરંતુ તેને હવે બાપનું નામ સાંભળે ત્યાં રેહેવાને શોચ થયો, તેથી માને સર્વ હકીકત કહી પાછો દેશપાર જવાને તયાર થયો. પુત્ર વિયોગ દુસહ: તેથી મા પાછી ગદગદિત થઇ:—

તમેરે ચાલ્યા મારૂ પરદેશ રે, અમને કોનોછે આધારરે—અમને
દુ:ખનીરે વાતો કેને કીજીયેરે, મારી કોણજ કરશે વારરે—મરી.
(મારૂ)તમનેરે સોંપી સમરથ સાસરીરે, માતા સોંપી મહિયરીયાની વાટરે.
માતા જો અંહિ ન રોહો તમે સુખથીરે, પિયર ગયે મટશે ઉચાટરે.
(માતા)સાસરીમાંરે મારૂ મારે રૂસણાંરે, પિયરમાંરે મારે ભોજાઇ ભાંઠરે.
રતન સમોરે કુંવર તું જાયછે રે, મારે જીવતરે ઉઠીછે વાટરે.

વાદવિવાદ કર્યા પછી પુત્ર રેહેનાર નથી, એવો નિશ્ચય કરીને કાંઇ નવિન તદબીર કરવા રાણી શોચમાં પડી. પછી હિંમત પકડીને—કેહેછે, કે હવે રાત્ર પડી ગઇ છે તેથી—

જામિનીરે વાસો રોહો મેહેલમાંરે, તમને વાણામાં દઇશું શીખરે.
નારે કહ્યા ઉપરાંત જો નીસરોરે, નિશ્ચે ઘોળી પીશ હું તો વીખરે.

મારૂ—પોતાની માતાનો આગ્રહ ઘણોજ હોવાથી તેને નાપાડી શક્યો નહી. પછી મેહેલમાં જઈ સાંજ મા,ભેગી ગુજરીને રાત્રવેળા સુતો.

મારૂ સુતાપછી દંભાવતી મેહેલની બાહાર આવીને આસપાસ જુવેછે, તો સર્વ સ્થળે અંધાર પછેડો પસરેલોછે. કાળા સિવાય બીજું કાંઇ નજરે પડતું નથી, કોઇ આવતું કે જતું નથી તે જોઇને રાણી પ્રસન્ન થઈ. શુકન વંદીને તે આગળ અંધારામાં ચાલી ચાલી રબારીવાડમાં આવી, ત્યાં એક ઝાંપા આગળ ઉભી રહી રબારીને બોલાવેછે:—

રૂડારે રબારી વીરા વિનવુંરે, હું તો તજથી નાનેરી લાગુ બેનરે-હું.
કામરે પડયું વીરા આપડીરે, માટે આવીછું માજમ રેણરે—માટે.
ઝટપટરે જાગી તું ઉઠજેરે, લાવી મારાપર બહુ મેરરે—લાવી.
માગ્યાંરે મોડાના મુલ આપશુંરે, જાયે તું તો અમદનગરશેહેરરે-જાયે.
કુંવરરે વિદેશી મારો સંચરેરે, જોને જોબન બાળે વેશરે--જોને.
ભોળા સુજાને કોડે સંધેસડોરે, તારો બાણેજ જાયે પરદેશરે-તારો.

રબારી પોતાના કોઠારમાં સુતો હતો અને રબારણ તેના પગ દાબતી હતી તેવામાં તેણે કોઇ સ્ત્રીનો અવાજ સાંભળીને વિચાર્યું કે થાકેલો પાકેલો હવણાજ સુતો છે ત્યાં વળી મારા સ્વામિને કયી ભુંડી બોલાવે છે? તેના પોકારથી કદાચ તે જાગી ઉઠે માટે પોતે નીચે આવી રાણીને કેહેછે—

તાઢોરે રાત્રે તું તો ટળવળેરે, બાઇ સોર તારો બંધ રાખરે—બાઇ
રબારી ગયા છે એમને સાસરેરે, એમની ડાબેરી દુખેછે આંખરે.

રાણી ચેતી કે રબારી ઘરમાં સુતેલો છે ખરો, પણ તેને ઊંઘમાંથી ઊઠાડવો પડે માટે રાં—ના કહેછે. તેથી રબારણને કેહેછે:

રબારીને આપું માથા મોળિયુંરે, તુને આપું નવસેરો હારરે—તુને
ઝટપટ જગાડ તું તો તેનેરે, પડયુંછે કાંઇ કામ દરબારરે—પડયુંછે.

દરબારનું નામ સાંભળીને રબારણ મુભરાઇ કે આટલી રાત્રે સરકારનું તેડું આવ્યુંછે તે વિરબાઓ કાંઇ કેર કરીને કોઇના ખેતર બેતર બગાડયાં છે શુ ? એવા ભયથી સાદ મારી તેને પુછેછે—

કેણીમેર ગાયું ભેસું ચારીઓરે, તેં તો કેણીમેર ચારીછે તેં-સાંડરે.
કેનાં ખેતર ખલાં ભેળવ્યાંરે, ભુંડા કેનો કર્યો ભંજવાડરે—ભુંડા.
કોનું ખાધું ને કોનુ ખોદીયુંરે, તું તો સાચેરી કહેજે વાતરે-તુ તો.
દરબારે તેડું તુજને મોકલ્યુંરે, ભુંડા ગળતી માઝમ રાતરે-ભુંડા.

એટલે રબારી જાગી ઉઠયો ને બાયડીને ધીરજ આપી કે મેં તો મારી સીમમાં ભેંસ ગાય ચારીછે:—

ઉગમણિ ગાયું ચારિયેરે, મેં તો આથમણિ ચારીછે સાંડરે-મેં તો.
કોઇના ખેતર નથી ભેળવ્યારે, કોઇનો નથી કરો ભંજવાડરે-કોઇનો.

એટલી ખાત્રી કરીને રબારી આંખો ઉઘાડીને જુવેછે તો દંભાવતી રાણી એકલી ઉભેલી છે. કોઇ દાસ દાસી સાથે મળે નહીં, તેથી વહેલો થઇને પુછેછે, "રાણીબાપ,પાયે લાગુછુ—આ કાળી રાત્રે એકલાં કેમ પધારયાં? કહો એવું શું કામ પડયું છે ?" રાણી બોલી:-

કામ પડયું છે વીરા આપતિનું રે, આણો માશપરમ્હેરરે—આણો
માગ્યાં મોંનાં મૂલ આપશું, જાવું તારે અમદાનગર શહેરરે—જાવું

રાતને રાત કોઇપણ પ્રકારથી તું અમદાનગર પોંહચી આ લાખોટો મારા ભાઇ સાલા સુલાને આપી આવ્યાં રબારી રાણીને કોઠારમાં લઇજઇ સાંગામાચીપર બેશાડીને પોતે હાથમાં ઘુઘરમાળા લઇને સાંડસાળમાં આવી બોલ્યો:

કેને પ્હેરાવીં સોના સાંકળા, કેને નાખુરે ઘુંઘર માળરે—કેને.

ત્યારે તેમાંની એક સાંડને વાચા થઇ તે કહેછે—

મુજને પ્હેરાવ સોના સાંકળા, મુજને નાખ ઘુંઘર માળ રે—મુજને.

રબારી—સાંડને બાજુએ લઇને સજેછે—

સાંડણીરે કોટે સોના સાંકળી રે, એને ઉર એકાવળ હાર રે-એને.
પાયે તોડા રેજો ને ઘુઘરા રે, થાયે ઝાંઝરાનો ઝમ કાર રે-થાય.
સોના રૂપાનો એનો કાટલો રે, માંહે રતન જડિત છે પલાણુ રે-માંહે.
હીરા જડિત છે એનું મ્હોઢિયું રે, જાણે ઝળકયા કીરણ ભાણરે.

એવી સાંડ તૈયાર કરીને તે રાણીપાસે આવી પગે લાગ્યો. રાણીએ લાબોટા અને ખાંડું આપ્યું. રબારી તયાર થઇને ચાલવા માંડયું, ત્યારે રાણીએ તેને ભલામણ આપી:—

રસ્તે જાજેરે જોઈ જાળવી રે, વીરા અંધારી રાતનું કામ રે-વીરા.
વ્હાલેસરી હતો તું તો મારો રે, માટે જવા કેરી ઘાલી હામ રે-મટો.
ગુણ રે નહિ ભુલુ તારો રે, કાંઈ ગુણ ઓશિયાળ થાઉં રે—કાંઈ
કડા, કંઠી ને સેલાં પાઘડી રે, સવા લાખ સોનૈયાદઉં રે.
રબારી--કસબી રે વાઘર લઈ હાથમાં રે, પછે રૂડિયો થયો અસ્વાર રે.
ગોળો છુટયો જાણે ગોફણનો રે, તેમ સાંઢ ચાલી સમકાર રે.

આવી રીતે રૂડીયા રબારિયે ઉગમણથી પશ્ચિમ તરફ સાંડને એડી સાંડ સણસણાટ કરતી વાયુવેગે ઊડી જાયછે. એક મહા બીયાબાન જંગલમાં રહીને પોતાનો રસ્તો કાપેછે તેવામાં અકસ્માત રૂડિયાની નજરે એક ચમત્કાર પડયો. જોત જોતામાં એક અપછરા સમાન પણ કાળી ઘબ આકૃતિ તેણે સનમુખ આવતી જોઇ. રબારી જોય શું ? એવામાં તેની નજરે એક રમઝમ કરતી ચાલીજતી મહા તેજસ્વી યુવાન મુગ્ધાપર પડી. જોઇનેજ તેતો ડંગ થઈ ગયો. તે વિચાર કરવા લાગ્યો કે આતે કોણ ? ઇંદ્રાણી ? રૂદ્રાણી ? બ્રહ્માણી કે લક્ષ્મી ? કે કોણ હશે ? કે રખેને શક્તિ રીતેતો

ના હોય ? ગમેતે હો પણ ખાત્રી કર્યા શિવાય ખસવું નહી ! એવા મનોમદથી તેણે સાંડને નરમ પાડી. મુગ્ધાની અને રબારીની નજરો નજર એક થતાં રબારિ નમ્રતાથી બોલ્યો "અરે આ અરણ્યમાં ભમનારી તું કોઇ દેવી છું.? વળી અત્રે પ્રાપ્ત થવાનુ એવું શુ પ્રયોજન તને પડયુંછે?" મુગ્ધાએ કહ્યું કે તું કોઇ બડો મુર્ખ જણાયછે તારે માર્ગે ચાલ્યો જા". ત્યારે રબારી આ સકુન સાંભળતાંજ ઓશિયાળો ભઠ્ઠ પડી ગયો. પણ ધીરજ આણીને ફરીથી બોલ્યો કે હુ જાણુતો ખરો કે તું દેવાંગના છે ! મુગ્ધાયે કહ્યું "ના ના ! હું તારા જેવી નવરી નથી. મને અશુરૂ થાયછે, ને મને ઘણુ કામ કરવાનુછે!" ત્યારે રબારી બોલ્યો કે "હુ જયાંસુધી તારા વૃતાંતથી વાકેફ થાઉં નહીં ત્યાંસુધી તું એક પાવલું આગાડી ભરવા પામનાર નથી !" એમ કહી સાંડ વચ્ચે નાખી. મુગ્ધાએ રબારીનો આગ્રહ જોયાથી જણાવ્યું કે "મારે વિષે જાણવાનો આટલો તું ખંતીજ છે તો કહુછુ. રજનીની હું પોતેજ છું. આ માર્ગે હવે હું વાંઝુ વાવાના નિમિત્તે પશ્ચિમથી પૂર્વ જાઉછું." એ સાંભળતાંજ રબારીએ હાથમાંનો ચાબક જમીનપર નાખી દીધો. "રજની મા, કૃપા કરીને ચાબક ભોંએ પડેલોછે તે મને આપો, નહીતો મને ઊંટ બેસાડવો પડશે". રજનીમુગ્ધા ચાબક ઊંચકીને રબારીના હાથમાં આપેછે તેવોજ તે કમ્મરમાંથી નિચો વળી જઇને ચાબક ઝાલવાને મીશે રાત્રનુ કાંડુ સાઇનેતેને ઉપર ઊંચકી લીધી. પછી તેને સાંઢણીસાથે કસીને બાંધીને સાંડને હંકારી મેલી. ને માર્ગમાં તેણે વિચાર કર્યો કે રાત્રને હું છોડીશ નહી, ત્યાંસુધી વાંઝુ વાવાનુ નથી. એટલેતો અમદનગરને દરવાજે આવી પોંહોચ્યો. જોયછે તો દરવાજા બંધ તેથી તે દરવાનને બોલાવાને કહેછે—

દરવાન વીરા તુંને વીનવું રે, જાવું છે મારે રાજાની પાસ રે-જાવું.
ઝટપટ લેઈ મુજને મંદિરમાં રે, પછે દરવાજો તારો વાસરે—પછે.

અંદરથી દરવાને અવાજ સાંભળી તેને જવાબ આપ્યોઃ—

બંધ દરવાજો નવ ઊગડે રે, સહુ રે કુંચીઓ પડી દરબાર રે.
જામિની નિરગમો શેહેર બારણે રે, પ્રભાતે ઊઠી આવજો અસ્વાર રે.

રબારી આ ઉત્તરથી વિચારમાં પડ્યો કે મારો વાયદો વાણાનો છે, માટે રતોવાઇ મારે પાછુ ફરવું જોઇએ. વળી રાત્ર મારાપાસ કબજે પડીછે એટલે વાંછુ પણ વાવું કઠણજ! એવું ધારીને એકવાર ફરીને દરવાનને બોલાવ્યોઃ

લલિ લલિ લાગું તારે પાવલે રે, જઇ તું તો દરબારને જગાડ રે.
વેલેરો લાવે વીરા કુંચિયોરે, કાંઇ કામ પડ્યું અવઘડરે—કાંઇ

દરવાન સુસ્તી હતો તેથી ચિરડાઈને બોલ્યો કે—દરવાજો બંધ થયા પછી રાજા પોતે કદાચ આવે તો તેના પણ સુકવણાં થાય! ત્યારે તારા જેવાની શું ગુજાસ? માટે કહું છું કે મુગો મુગો હાલ બાહાર પડી રેહે ને વાણે ચાલ્યો આવજે.

દરવાનની વાત સાંભળીને રબારીનાં તો હાજાં ગગડયાં અને શોક સાગરમાં બુડ્યો. વાછું વાવા વગર આ ભઇયા કાંઇ દરવાજો ઉઘાડે તેમ નથી. હવે શો ઉપાય કરવો? કદાચ એકલો કોટજ હોત તો ટેકાવી જાત. પણ કમ નસિબે કોટને ફરતી મોટી ખાઇછે. એમ નિશ્વાસ મુકે છે:—હે ઇશ્વર! હવે ગોડિયાની લાજ તારે હાથ છે! પછી સાંડને કેહેછે—

ફટરે ગોજાગી ફટરે પાપણીરે, મેં તો તારો કર્યો વિશ્વાસરે--મેં તો
ખેપ કરી તે સઉ ખાલી ગઇરે, દામ મળવાની નથી કાંઇ આશરે.

ધણીનું મેણું સાંભળીને સાંડને વાચા થઈ તે બોલેછે—
મજરે છતાં શી તને સોચનારે, સ્વામિ આવડો દુખિયો શિદ થાઉરે.
અંહીથી ઉડીને જાઊં આકાશમારે, તેની ખબર એક ઘડીમાં કહુંરે.

તાણીને ભીડ તંગ તાજણોરે, કાંઇ ઢિલેરી મેલજે વાધરે—કાંઇ
એતરવા પાછી એક ફેરનીરે, મુજને ઠેકાવજે જોઇ રૂડો લાગરે.
કોટના રે પાડું એના કાંગરારે, ટેકી જાઉં સમુદર ખાઇ રે—ટેકી
અહીંથી તળપીને હું તો ઉછળું રે, જરૂર જઇ પડું શેહેરના માંહીરે.

સાંડના ચેતાવ્યા પ્રમાણે હિમત રાખીને રબારિયે સાંડને લલકારી કે જોત જોતામાં તે આકાશ માર્ગે ચાલી. કોટ અને ખાઈ ઓળંગી ગઇ અને શેહેરના મધ્યસ્થમાં સાળા સુળાના મેહેલની પોળે આવી ઉભી. રૂડિયો રબારી પણ હર્ષ પામીને હવે પોળિયાને જગાડવાને હાંક મારી કેહેછે—

પોળિયા મારોરે તું તો બંધવોરે, ભાઇ સાળા સુળાને જગાડરે-ભાઇ.
કામ મારે છે ઘણું ઓપટીરે, તું તો ઝટપટ પોળ ઉગાડરે—તું તો

પોળિયાયે પોળ ઉગાડીને રબારીને અંદર લીધો કે પેલો શયનગ્રહની બારી નિચે ઉભો રહીને બોલેછે :—

ઘટરે ચંપાથી હું તો આવિયો રે, મુજને વાર ઘણેરી થાયરે-મુજને.
સાળા સુળારે તમને વેનવુંરે, બાપા લળિ,લળી લાગુ પાયરે—બાપા
માટે વેહેલેરા તમે ઉઠજોરે, ઝટ તયર થાઓ નરેશ રે—ઝટ
દંભાવતીનો રે જે દીકરોરે, જાશે પરભાતે પરદેશરે—જાશે
માટે રાણિયે મુજને મોકલ્યોરે, કેહેજો ભાણેજ જાય વિદેશરે.
તમો આવીને એને રોકજોરે, કુંવર હજુર છે બાળે વેશરે—કુંવર

રબારીનો અવાજ સાંભળીને સાળા સુળા બંને ભાઇયો જાગી ઉઠયા અને રબારીને મેડી ઉપર બોલાવીને સર્વે વૃત્તાંતથી માહિત થયા. રબારી રાજાના હસ્તકમળમાં પત્ર આપેછે તે વાંચી ગજરાની સર્વ વિતક જાણી સાળા સુળા બંધિ ભાઇઓમાંથી એક જણે પાવરો ઊનજી પાસ જવાને તૈયારી કીધી અને બીજાયે ખાંડુ શણગારી,

સાથે લાવલશ્કર લઇને કમલાવતી નગરી તરફ ત્યાંનાં રાજાની કન્યા ચંપાદે સાથે પરણાવવાને અમદાનગરથી જાન લઇને વાજતે ગાજતે ચાલ્યો.

મોટો ભાઇ સાંડપર સાવ્હો થઇને બેઠો કે રૂડિયોય સાંડને લલકારી મેલી. જોત જોતામાં તેઓ એક ગામને સિમાડે આવી પોંહચ્યા, જયાં ભવાયા લોકો બુંગલ વગાડીને રમત કરતા તેઓએ દીઠા. તે જોવાના હેતુથી રબારિયે સાંડને જરા વિસામો આપ્યો. એટલામાં તેણે એક ત્રગાલાને બોલતાં સાંભળ્યો કે આજે અમે આટલા ખેલ કર્યા, તે છતાં હજુર રાત ખુટતી નથી, તેથી રખે કોઇયે રાત બાંધી હોય? આ શકુન ગોડિયાને કાને પડતાંજ તેને સંભારી આવ્યું કે મેં રાતને બાંધી રાખીછે પણ તેથી ગરીબ ગુરબાને તો નુકસાન થવાનું. માળીના ફળ કરમાવાનાં, ને ભરવાડનાં દહી ખાટાં થઇ જવાનાં! એવું ધારીને ત્યાંથી નિકલતી વખતે તેણે ત્રગાલાને પોતાના પગનો તોડો કાડી આપ્યો, સાંડને પાછી લલકારી અને રાતને રસ્તામાં છોડી મેલી. પછી ચંપાધડનાં તેઓ સિમાડામાં દાખલ થયા. દાતણ પાણી કરવાસારૂં વાંણામાં લોકો પાદરે એકઠા થયાછે તેમને ઝવાર કરીને તેઓ પાધરા દંભાવતીને મેહેલે ગયા. ભાઇ બેન મલ્યાં. પછી બંન્ને જણાં મારૂની દરબારમાં ગયાં, જયાં માતા અને મામાને મલીને મારૂ ઘણોજ ખુશી થયો. તેમની સોબતમાં તેણે સુખ ચેનમાં દિવસ ગુજારવા માડયાં અને દેશવટાની વાત ફરી ભુલી ગયો.

ગજરા મારૂનો બીજો મામો જે અમદાનગરથી બાંઠું શણગારી જાન લઇને પરણાવવા ગયો હતો, તે કમલાવતી નગરી જઇ પોંહચ્યો અને રાજાને કહ્યુ કે કન્યા ઝટ પરણાવો, કેમકે અમારો ભાણેજ દેશવટે જાયછે. રાજા આ વાત સાંભલીને ઘણોજ શોચ્ય કરવા લાગ્યો. પછી પોતે અંતઃ પુરમાં જઇને રાણીને ચેતવી કે "ચંપાધડથી બાંઠુ

લઇને જાન આવી છે. લગ્નની ઉતાવળ કરે છે પણ કુવરને એના બાપે દેશવટો દીધો છે તેથી તેતો તર્તજ પરદેશ જશે" રાણી બોલી "ત્યારે દીકરીને કુવા ખુવામાં નાખવી છે કે શું ? એવી રીતે પુત્રી પરણાવાય નહી." પણ રાણીનુ આવું સંભાષણ સાંભળીને રાજાયે કહ્યું, "નાતો કેવાયજ નહી. કોઇ રેંગી પેંગી હોત તો જુદીજ વાત હતી. જાન લઇને સાલો પોતે આવ્યો છે, અને વળી સાંમે વેવાઇ જામની સાથે કામ છે." રાણીએ રાજાને કહ્યુ કે "તમારી એવી મરજી છે ત્યારે હુ નાચાર થઈ, પણ આપણે કુંવરીને પુછિયે" તે ઊપરથી ચંપાદેને બોલાવી તેને પુછેછે:

જાનઆવીરે ધડ ચંપારે, જોને પરણવાને હાલરે—જોને.
પિતા તેનાયે આપ્યો દેશવટોરે, જોને વિદેશે જશે તે કાલરે--જોને
રાજ કુંવર પરણીતે તુજનેરે, છાંડી હવડાં જાશે વનવાસરે—છાંડી
લખ્યું હશે ત્યારે તે આવશેરે, કુંવરી સુકો પરણ્યાની આશરે.
રાજ કુંવરને પરણ્યે તું જાણુતીરે, બેઠી મેહેલે ચાવીશ પાનરે:-બેઠી.
રેહેશે તુજને તેનો ઓરિયોરે, અમ કહ્યું કાંઈ બેટી તું માનરે.

ત્યારે કુવરી માતા પીતાને શરમાઈને કેહેછેઃ—

કરમ લખ્યું હશે મારામાં જેરે, કયમે મિથ્યા નવથાયે માબાપરે.
રૂડો ભૂંડોરે જે કોઈ મેં વર્યોરે, બીજો કેહતાં બેસે મુજને પાપરે.

કન્યાનાં વચન સાંભલીને રાજા રાણીનાં મન ઝંખવાણાં ખરાં; પણ એમાં કાંઈ આપણો ઉપાય નથી. ભાવી પ્રબળછે ! તે કોઈનું. વાર્યું વળનાર નથી. એવું ધારીને રાજાયે લગ્નની તૈયારી કરવા માંડી અને જાનને ચોરે ચોબઠ ઊતારો આપ્યો. પછે બ્રાહ્મણોને બોલાવીને કન્યાદાન આપ્યું.

પછી રથ જોડાને રાજાયે કન્યાને વિદાય કરી, ત્યારે તેની સરત પ્રમાણે તેણે દાસ દાસિયો વગેરે સમૃદ્ધિ કન્યાને આપી. જાનૈયા

લોકોને પણ સારી વિદાયગીરી આપી. કન્યાને લઇને તેઓ ચંપા ઘડ આવી પોહચ્યા. જાન શહેરમાં આવેછે અને મારૂની દરબારમાં મામા અને માતા વગેરે સર્વે મળીને બેઠાં છે તેવામાં એકાએક જેમ પુનેમના ચંદ્રને રાહુ આવી ગ્રહે છે અને કાલુ ધાબું થઇ જાયછે. તેમ મારૂનો મુખારવિંદ સર્વેની નજર આગળ સ્યામ થવા માંડયું તેનુ હૃદય જડ થઇ ગયું. તરત ત્યાંથી તેણે ઉઠીને પોતાની મા આગળ જઇને કહ્યું કે—

શીખ આપોતો માતા ચાલિયે, હમારે ભજજાવા પરદેશરે—શીખ.

ત્યારે માયે તેને કહ્યું કે બેટા, એકવાર ફરીને તું કચેરીમાં જા ! હોય બાપછે, એક વેળા ચુકયોહોય પણ હવે કડવાંવેણ તને કેહશે તો હું તને રજા આપીશ.

માની આગ્ના લઇને અગાઉની માફક સાજ સજીને હથ્યાર બાંધી ઘોડાને નચાવતો નચાવતો મારૂ બાપની કચેરી આગળ થઇ નિકળ્યો. ત્યારે બાપને જોઇને ભાવથી

પિતા આપણાંબજાર સેરી સાંકડાંરે, મજને ઘોડો ફેરવવાની બહુ ખાંતરે.

ત્યારે પિતાયે ક્રોધથી તિરસ્કાર કરીને મેણુ મારી કહ્યું કે—

તુ તો કાળા મોહાડાંનો કાગડોરે, કે ફરીને આવ્યો તું દરબારરે.

પિતાનો તિરસ્કાર સાંભલતાંજ મારૂયે ઘોડાને લલકારી કહ્યું કે,

પિતા તમપું ઠેંસા સામત હોય,ને હોય ગજરો મારૂ એકજોરે જોળ!

એટલા સકુન બોલતાં બોલતાંમાંતો છઠા માલની બારીમાં મારૂના ઘોડાયે ખુર ભેરવ્યાં. મારૂ હાથ ઉંચો કરી ભાલો મારવા જાયછે ને ભાલો લાગો નહી તે જોઇને, મારૂ નિચે ઉતરતાં પિતાને કેહેછે કે બાપા એક માલ રહી ગયો, નહીતર ઘાવ દેખાડત.

સાંકળી સેરિયે પિતા જો મળારે, તો શિરોઇના જોત ધાવરે.

એટલું બોલી ઘોડાને ફેરવીને તે પાછો મા પાસે ગયો. આંગણે રહીને માપાસે શીખ માગેછે:—

સકન આલોરે માતા મારીરે, મારે તો ભલ જાવા પરદેશરે.

હવે જેવો મારૂ માનાં કહેવા ઉપરથી બાપ પાસે ગયોછે તેવોજ ફુલાંદેની જાન આવીછે ને માએ રાણીને મહેલમાં ઉતારીછે તથા ગજરાને કહેછે:—

સકન આલે તારી રાણિયોરે, સકન આપે શ્રી ભગવાનરે—સકન.

મારૂ કેહેછે:—

કડવાં વેણ ન બોલિયે માતા, કડવાં માથાને ઘાવરે—કડવાં.

હુ પરણ્યો નથી ને તમે મારી માતા થઇને આવું આળ મારે માથે શીદ ચડાવોછો? કેમકે મારૂને ખાંડુ મોકલી પરણાવ્યો તેની એને ખબર ન હતી. તેવામાં સાસુ વહુને જગાડેછે.

શું સુતારે સુઘડ ગોરલારે, તારી મેડિયે વલુદેલ રાયરે—તારી

સાસુનો અવાજ સાંભળીને વહુ ઝબકી ઊઠીને કેહેછે:—

મોતીયે વધાવું રાયના મોલ્યારે, કે રાયના ઘોરલાને વોઝુ નાગર વેલરે.
મોજડી ઊતારો રાય ચોકમાંરે, પાગડી ઉતારો રાય મેહેલરે-પાગડી.

પણ મારૂને તો પરદેશનીજ લખલાગી, એટલે બીજા કોઇનું સાંભલે શેનું?

શીખ આપોની રાણી સતવાંરે, અમે જઇશું હવે વનવાસરે.
બારવર્ષેરે પાછા આવશુંરે, મુકો તમો અમારી આશરે:— મુકો.

ત્યારે રાણી કહેછેઃ—

રોહીતો રાંધું રે ઠાકોર લાપસીરે, ક્યાંઈ જમો તો ઓસાવું જીણી સેવરે
માટે મેહેલેરે પધારો મારા વાહલડારે, છોડદિો છોકરવાદી રસીયા દેવરે.

એવ કહી તેમાં માન સુકન કહા તેથી મારૂ રાણીને કરગરીને કેહેછે જે હવે તમે નકામા માનસકુન માં કહો; હવે હું રેહેનાર નથી, માટે સુકન આપો. ત્યારે રાણી ચતુરાઈથી પાછા માન સુકન કહીને કેહેછેઃ—

આટો કુટો ને રાજા બો ઘોડોરે—કોઈ છુટે કેશે નારરે
એવે સુકને રાજા તમે ચાલશોતો, ફરી ના ભાળો દરબારરે
દાભા જમણીરે તેતર બોલતાંરે, રાજા આડી ઊતરે મંજારરે
એવે સુકને તમે ચાલશોરે, મળશે તમને ઘાતક નિરધારરે.

ત્યારે રાજા કહેછેઃ—

કંકાસ મુકોરે તમે કામિનીરે, કાંઈ ધીરજ રાખજો અંતરે—કાંઈ
સુકન ભલેરાં અમને આપિયેરે, પળિયે અમે અમારે પંથરે—સુકન.

હવે રાણી મારૂને રાખવા માટે સુકન કેહેછેઃ—

કાકા ખંભાનીરે રાંધું રોટલીરે, માંહે મેલવું માળવિયો ગોળરે
કુર ઓસાવુંરે હું કમોદનોરે, રોહીતો રાંધું ગલગલ્યો કંસારરે
સરત મંગાવું ગોરી ગાયનારે, જમોને તમે મજ નણદીના વીરરે
ઘોડો બાંધુ હું ઘોડાલમાંરે, પળાણ મેલું કાંઈ પરસાળરે
દભાવતીનારે તું દીકરારે—દાસી ચંપાદેના સરદારરે
આજનો વાસોરે મારી મડિયેરે, ઠાકોર પંથી પરૂણા થાવરે
રાત રહોરે મારા મેહેલમાંરે, તમે વાહાણે સુખેથી જાવરે.

રાણીનો ઘણો આગ્રહ જોઇને મેહેલમાં જવાની તેનેફરજ પડી. સામી બારિયે ગજરા મારૂની મા દંભાવતી બેઠી હતી, તે પુત્રને મેહેલમાં જતો જોઇને વહુને હવે વધારે સાવચેત રાખવાના હેતુથી છંછેડેછે:

ઓછાંરે કુળના વહુજી તમેરે, સેજ મનામણે માન્યો ઘરજાયરે
દીસેરે ગોરી તમે ઘેલડારે, રખે છકિ છતી છતે છલકાયરે—રખે.

વહુ ઉલટું શમજીને ઉત્તર આપેછે:—

ઓછાં કર્મનાંરે તમે જનમિયારે, કે તમ જાયો જાય પરદેશરે
નારી તજી કો નથી ગયાવિદેશડેરે,લખ્યું લલાટે નવચલે મિનમેષરે.

નરનારી મેડામાં એકલાં બેસીને વિનોદ વાર્તા કરેછે. પણ રાત્ર જતી નથી અને રાણીને બગાસાં આવવા માંડયાં તેથી તેણે સોકટાંબાજી મંગાવી રાજા અને રાણી રમવાં બેઠાં. રાણી હજુ-ર નાદાનજ, એટલે તે રમતાં રમતાં ઊંઘી ગઈ અને પાસુ મરડીને ઘોરવા લાગી. એટલે મારૂયે જાણ્યું કે રાણીતો સુઈ ગઈ, ત્યારે જંજાલ મટી. એવું ધારીને તે છાનોમાનો મેડી હેઠે ઉતરીને ઘોડાપર સામાન નાખેછે. અંધારાંમાં ઘોડાને સજ કરતાં મારૂને તેની માયે જોયો, તેથી તે વહુને સાદ કરીને કેહેછે:—

શું સુતી ગોરી ગોજારડીરે, તુજ મન માન્યો પંથે જાયરે—તુજ.
છતી છતે છેતરાઇ છબીલડીરે, ઊઠી ઝટ પંથી પલાણે સાહ્યરે—ઊઠી.

સાસુની વાણી સાંભળી કે તે ઝબકી ઊઠી જોયછે તો મેડીમાં મારૂ મલે નહિં. ચોમાસાની વિજલીની માફક તે નિચે ઊતરી કે અંધા-રામાં મારૂને ઘોડે ચડતો જોયો. તેનીજ મુમે આંબે જઇને ઘોડાને

બાથ ભીડી તેની ગરદનનાં વાલ પકડી લટકી રહી. મારૂયે ઘોડાની પ્રદક્ષિણા કરી, તેના કાનમાં કાંઈ બોલી સ્વાર થયો, કે ઘોડાએ પગ ઊંચક્યા. ક્ષણમાત્રમાં ચંપાઘડી તે અદૃષ્ટ થયાંઃ—

પુત્ર સરખુ રતન સાચવવાને સારૂં ગજરામારૂની માતા દંભાવતી રાણિએ અનેક ઉપાય કર્યા, પણ તે સર્વે વ્યર્થ થયલા જોયા. પુત્ર ખોયો એટલુંજ નહી, પણ તેની સાથે વહુને પણ હાલ ગુમાવી. તેથી રાણીએ વિલાપ કરી રડવા માંડ્યુ :—

સુનોરે સમરથ મારૂ ઢોલિયોરે, ઘોડા સુની તારી ઘોડારરે—ઘોડા
સુંનીરે મેડીને સુની માવડીરે, જોને સુના પડ્યા દરબારરે—જોને
સુનારે દાસ ને સુની દાસિયોરે, સુના કર્યા સહુને તેં નિરાશરે—સુના
સુનોરે બાગ ને સુના બંગલારે, બહુ સુના પડ્યાછે આવાસરે—બહુ.

ઘોડાને એડ એડ કરતો મારૂ ઝડપથી વહ્યો જાય છે. ઘોડો દેવતાઈજ, એટલે પુછવુજ શું! તે અંતરિક્ષમાર્ગે પક્ષીની પેઠે અંધારામાં ઉડાણ કરવાલાગ્યો. ઘોડાનો આવો અતિ વેગ છતાં તેની ખૂરીનો અવાજ કેમ સંભળાતો નથી, તેથી ચંપાદે મસ્તક ફેરવી નજર કરેછે તો અંધારાની કાળાશ શિવાય કાંઇ જોયું નહી. ને તેને તમર આવવા માંડી, તેથી ઝટ આંખો મીચીને ઘોડાના વાળ વધારે મજબુતીથી સાહીને પગ તેના કાંટલામાં ભેરવી દીધા. અશ્વના આવા દુસહ ગમનથી પાછલી રાતના થંડા પવનમાં તે ઠરીજ રહી, તેથી તેને માહાદેવનુ સ્તવન કરવા માડ્યું. ઇશ્વરી પ્રેરણાથી અશ્વની છાતી સરસી ચોટી રહેવાથી તેને સુવાન થઈ. એ પ્રમાણે ચાલતાં ચાલતાં પરોઢીયું થવા આવ્યુંછે અને ઘોડો તો સપાટાબંધ ચાલ્યો જાયછે, તેવામાં મધુર સ્વરે રાણી બોલી કેઃ—

હળવે રે ખેડો ઠાકોર ઘોડીલોરે, મારાં કાળજડાં ક[illegible]
હમેરે કલિયો ચંપા છોડનીરે, તે તો નખ [illegible] ભિલટી
ની વેલ લપ-

સ્વર સાંભલીને રાજાએ પોતાની આસપાસ ચારે બાજુએ નજર ફેરવી જોયું, પણ કાંઈ નહિ દેખાયાથી પોતે વિસ્મય પામીને ઘોડાને તેજ ચાલથી આગાડી ચાલવા દીધો. "આ પ્રાતઃકાળમાં આવા અંધાર અરણ્યની અંદર અને વળી આકાશમાર્ગે હું આવા વેગથી વહ્યો જાઉંછુ, ત્યાં મારા કાનમાં આવે મધુર સ્વરે બોલી કોણ મને અરચત કરતું હશે ? વળી મને તેના કેમ દરશન થતાં નથી ?" એવા વિચારમાં પડયોછે, તેવામાં:—

ઉત્તરના વાયા હવે વાવડા રે, ઉડી ઉડી જાએ મારાં ચીરરે—ઊડી.
હળવેરે રેવત રાજા હાંકજોરે, મારી સગી નણંડના વીરરે —મારી.

વળી રાજા કોયલના જેવો સુશીળ સ્વર સાંભલીને ચારે બાજુએ જોએ છે તો તેને કોઇ દેખાતું નથી. આ તે શું કેહવાય ! એટલું બોલી તે પાછો અચરત થઇ ચાલ્યો જાયછે, તેવામાં:—

દંભાવતીના રે દીકરારે, કયમ આવી તુજને આવી અધીરરે.
કઠોર કાળજડાંરે તમે કાં કરો રે, મારૂં સોસઈ જાયછે શરીરરે.

ફરીને એજ સ્વર રાજાને કાને પડ્યો. પોતે બોલતો નથી તેથી હવે રણીએ અદૃષ્ટ રૂપે તેને ટાણો માર્યો. પોતાની સ્ત્રી ચંપાદે જાણે બોલતી હોય એમ તેણે પ્રથમથીજ સાંભળ્યું; પણ ચંપાવડમાં પોતેજ તેને મેડીમાં સુતેલી મુકીને ચાલી નિકલ્યોછે, તો પછી આવા વગડામા તે ક્યાંથી હોય ? એ વિષેની ધુંમરીમાં ને ઘુમરીમાં તેણે ઘોડાને આગળ જવા દીધો: રાજા કાંઇ સમજતો નથી તેથી રાણીએ કંટાળીને અંતે ઘોડાને સોગન આપ્યાં:

આપે[illegible]હિંડ્યાની રે રેવંત આપડીરે, રૂડા માદેવની છે આણરે.
[illegible] રે તું તો હોડમુંરે, આપે એટલું હુંને તું તો દાનરે.

ઘોડાએ મહા દેવજીની આણ સાંભલી કે તર્તજ તે પૃથિવીપર આવી ઉભો. રાજા ચાબખા મારી મારીને થાકયો પણ ઘોડો એકનો બે થયો નહીં. આ દેવતાઇ અરવ છે એને એકાએક શું થયું, જે એ પગલુએ માંડતો નથી, તે તપાસવા સારૂં રાજા નીચે ઉતરીને ઘોડાના પીઠ ઠોકી તેની આસપાસ જોએછે, તો પોતાની સ્ત્રીનુ સબ ઘોડાના ડોકે વળગેલુ તેણે જોયું ! ત્યાં એક ઝાડ નીચે ઘોડાપરથી સામન ઉતારી ધાસીયો બિછાવ્યો. પેલીએ ઘોડાને માઠ મારેલા અને તેના વાળ હાથમાં પકડેલા તે મુસકેલીથી છોડાવીને તે સિંગડા જેવી થઈ ગયલી રાણીને બિછાનાપર લઇ જઇ સુવાડી. પોતે આ નવી ઓ પત્તિનો આવા વનવાસમાં ભોગ થયાથી ગભરાયાને બદલે ધીરજ રાખી કાંઈ યોજના કરવા લાગ્યો. આમ તેમ ફરી લક્ષપૂર્વક અવલોકન કરતાં એક અલૌકિક બુટી તેની નજરે પડી. મોટા આનંદથી તે ઉંચકી લઇને એક સિલાપર વાટી તેનો રસ કાડીને તેનાં ચાર ચાર ટીપાં મેલ્યાં કે રાણી તરત ઊઠી બેઠી થઈ. રાજા પણ તેના પાસે આવી બેઠો. બેહુએ સાથે મલી કાંઈ ઠુંગો પાણી કરી લીધા. ઠાકોર બોલ્યો "હું ચંપાગડનો રાજા ઘોડે અને તમે પગે ચાલો એથી જગતમાં આપણી શોભાને કલંક લાગે છે, માટે ઠકરાણી તમે પાછાં જાઓ. વાઘ વરૂ અને સર્પ રાફડાનાં ઘોરનાદે કરીને આ ગાજી રહેલા વનમાં કાયર નરનાંપણ કાળજાં કકડીજ જાય! તમે એકતો રાજ પુત્રી અને વળી બાળવેશ એટલે તમારી કોમળતામાં પુછવુંજ શું? તમ જેવી સુકોમળ મુગધાને સરજનહારે વગડાની વસમી વાટે જવાને સરજી નથી."

રાણિએ ઉત્તર આપતાં, એક દિસા તરફ આંગળી કરીને બોલી "જુઓ પેલો હાથી કેવો મસ્ત જણાયછે. સુર્યના ઉપર તે ધુળ ઉરાડે છે, તેમાંથી એકે રજ તેને અડી શકે તેમ નથી; પણ ઊલટી તેનાજ આંગપર ધુળ પડેછે. જુઓ આ તરૂવરને કેવી વેલ લપ-

ટાઇને નવ પલ્લવ થઈ રહીછે, તેનો બાર બીલીથી આજે તે ફુલ-ફુલોથી પ્રફુલિત થઇને દીસેછે. આવા આવા રમણિક ખુદ્ર-તના દેખાવોથી ખરેખર જંગલમાં મંગલજ થઈ રહ્યુંછે. માટે ઠાકોર, તમારા સંગમાં આવા સુખાનંદ ભર્યા ઓત્સવોનો લહાઓ તજીને પાછાં પગલાં હું ભરનાર નથી. ગરઠ ગાંઠે, વિદ્યા પાઠે, અને સ્ત્રી સાથેજ જોઇએ. એમાંથી વિહેલું પડેલું કોઇએ ઉપયોગમાં આવ્યું નથી. વનવાસનીજ ઉત્કંઠા તમને થતી છે તો આજ વનની અંદર મેહલ બંધાવીને આપણે રહીએ."

રાણીનો આવો આગ્રહ જોઇને અંતે રાજાએ નાચારીથી એક સુશોભિત દેવતાઇ મેહેલ ત્યાં ઉભો કરાવ્યો. મેહલ તયાર થયો એટલે ત્યાં આવી વસ્યાં. બીજે દિવસે રાજાએ રાણીની શીખ માગીઃ—

સુકન આપોરે રાણી શીયળવંતીરે, અમને ભલ જાવા પરદેશ રે
બારેરે વર્ષે પાછા આવીશું રે, હાલ મુકો તમે અમારી આશરે.

રાણી કેહેછે—કે મારો બાપ બારસેં ગામનો ધણી છે, તેમાંથી અડધાનું રાજ હું તમને અપાઉ તેમાથી ખાઇ પી મોજ કરીને સાથે રહો. ત્યારે રાજા ચિરડાઇને બોલ્યોઃ—

બાલુંરે તારાં બારસેં ગાંમડાંરે, કે માહે ઉઠજો લાહજ રે
બાલુંરે તારાં બારસેં ગાંમડાંરે, કે જાએ હમારા રાવળાની લાજરે
બાલુંરે તારાં બારસેં ગાંમડાંરે, કે મારી જાએ ધડચંપાની લાજરે
બાલુંરે તારાં બારસેં ગાંમડાંરે, કે જાયે મારા જસાજામની લાજરે.

આવી અવસ્થામાં રાજાની ફુકરાજી જોઇને તેની રાણીએ મેણું માર્યુંઃ—

ઓછાંરે કરમના કાં ન જનમિયારે, તો મારે સરોવરનાખાત જાળરે
તારી ગોરાડણીને માથે ટોપલોરે, તે લઇ વેચવા જાત તતકાળરે

આજનોરે વાસો વસો મેડિએરે, તમે વનવાસી પરોણા થાવરે
રજની નિરગમોરે આ મેહલમારે,તમે વહાણામાં સુખેથી જાવરે.

રાણિએ ગાડ માંડી તેથી ત્યાંજ રાતવાસો કીધો. પલંગમાં રાજા સુતો છે અને રાણી તેના પગ તલાસેછે. રાજાતો ઊંઘી ગયો છે, ત્યાં બેઠી બેઠી રાણી ચાંદાની પ્રાર્થના કરેછે:

ચંદારે તુજને હું પુંજતી રે, વળી કરતી આદિતવારરે—વળી
ઘડીએક મોડો ઊગજે રે, મારો પરણ્યો ચાલે જેઠારરે—મારો

એવામાં અધી રાત થઇ એટલે મરઘાએ બાંગ દીધી, જેથી મારૂ ઝબકી ઉઠયો, ત્યારે રાણીએ કહ્યું કે હજુર તો મધરાત થઇછે. એમ સમજાવી તેને પાછો સુવાડી દીધો. પછી રાણી ક્રોધ કરીને મરઘાને કેહેછે:—

મધ રાતના રે મરઘો બોલિયોરે, મારા મારૂને પડાવ્યો ત્રાસરે
મુંવા સવારમાંરે બોલાવું વાઘરારે,તને પકડી મંગાવું મારી પાસરે
થોડે થોડેરે બે ચાવું તારાં પિછડાંરે,તારી ચાંચડિએ દેવડાવું ડામરે
મારૂજી ઝબકીને જાવા જાગિયોરે,મારૂં બગડયું બગાડિ તું કામરે.

મરઘાને વાચા થઇને તે રાણીને કેહેછે કે હું તો રાતના ચોર ચકાર ભમેછે તેમને માટે બોલ્યો છું:

શીદને વઢાવે રે રાણી મારી ચંચડીરે, રાણી શીદને પડાવે પાંજરે
પહેલીરે રાતનો મરઘો બોલ્યો, રે એતો તસ્કર કેરે કાજરે
તમરે કારણ હું નથી બોલ્યોરે, તમે ભલે સુવોની માહરાજરે
પહેલીરે રાતનો મરઘો બોલ્યો રે, એ તો દેવતધરાંને કાજરે.

એમ કરતાં પાછલી રાત થઈ અને મરઘો પાછો બોલ્યો. એટલે મારૂએ પાછી આંખ ઊગાડી રાણીને કહ્યું કે હવે સવાર થઇ, માટે

વેહેલાં થાઓ. ત્યારે રાણીએ કહ્યું કે માહારાજ ! હજુર રાતજછે તમે સુઈ રેહો. પછીરાજા ઊંઘાઈ ગયા. એટલે રાણીએ પાછો મરઘાપર ક્રોધ કરીનેઃ—

પાછલીરે રાતના મરઘો બોલિયોરે, મારા મારૂને પડાવ્યો ત્રાસરે
સુવા સવારમાં બોલાવું વાઘરારે, તને પકડી મંગાઉ મારી પાસરે
ચોડે-ચોડે રે ખેંચાઉ તારાં પિછડાંરે, તારી ચાંચડિએ દેવડાઉ ડામરે
મારૂજી ઝબકીને જાવા જાગિયોરે, મારૂ બગડેયું બગાડે તું કામરે.

તારે મરઘાયે કહ્યું કે રાણી સાહેબ તમારાં જેવાં સુખિયા લોકોને સારૂ નહી પણ રાતના જે ચોર ચકાર ભમે છે તેમને સંતાઈ જવા કહા પછી ધંધારતી લોકને મેં જગાડયા:—

તમરે કારણ હું તો નથી બોલિયોરે, બોલ્યોછું ધરપાડૂ ને કાજરે
પરઘરનો માનીધર ચાલ્યો જાય,ને ઘરનો ભલે રહે માનીધરઘરમાજરે
શીદને વઢાવે રે રાણી મારી ચંચડીરે, રાણી શીદને પડાવે પાંખરે
પાછલીરે રાતનો મરઘો બોલ્યો, પહેલાં ધંધારતી લોકોને કાજરે.

એમ કરતાં સવાર થઇ ગઈ અને સુરજ ઉગ્યો. મારૂયે ઉઠીને રાણીને કહ્યું કે હવે તમે ખુશીથી મને રજા આપો—હુ ઘડી રેહેનાર નથીઃ

ચડીરે રહ્યાની મુજને આખડીરે, અન પાણી લેવું મારે વીખરે
ઝટ પટ હવે અમે ચાલિશું રે, રાણી ખુશી થઈને દ્યોની શીખરે.

આવી રીતના પ્રયાણની વાત સાંભળીને રાણિયે કલ્પાંત કરી મેલ્યો. "જેને સારૂં આટલી વિપત્તિનો હું ભોગ થઇ, મારા માત-પિતા, સાસુ સસરાનો ત્યાગ કરીને રાજાનો સંગ કીધો, ત્યારે મારા

કરમે પાછું પાનડું ફેરવ્યું". એવો મનમાં તે કલેશ કરેછે અને રૂ-દન કરતી રાજાને પુછેછે—

તમેરે ચાલ્યા રાજા વિદેશડેરે, અમારી કોને ભાળવણી દોછોરે
સુખદુખ જોવા કોણ આવશેરે, તેવી તમો કોને સુપરત કરો છોરે.

ત્યારે રાજા કહેછે:—

તમને સોંપ્યારે મંદીર માળિયાંરે, રાણી સોંપી હિંચોળા ખાટરે
ખાવો પિવો ને એલો મોજમાંરે, તમે મ્હાલો મહિયરિયાની વાટરે.

રાણી જવાબ આપેછે—

મેહેલ બંધિખાનું માલિયુંરે, હિંચોળા મારે સુલી સમાનરે
મોજો મુકીને રૂદન માંડયાંરે, રાજા મહિયર ઊજડ થયાં વેરાનરે.

રાજા બીજી ભલામણ કરેછે:—

તમને સોંપ્યારે કળસી કોદરારે, તમને સોંપી દુઝણી બે જોટરે
દુધ સાકર પિયો તમે દાડિયેરે, વસ્ત્ર શણગારની નથી કાંઇ ખોટરે.

રાણી જવાબ વાળેછે:—

કોદરા રાજા મારે મન કોયલારે, દુઝણી જોટો ચામડિયાને દઊંરે
દુધ ને સાકરરે રૂધિર દેખિયેરે, વસ્ત્ર બાલી રખ્યા ચોલી રહું રે.

રાજા બોલે છે:—

તમને સોંપ્યોરે સમરથ રેંટિયોરે, સોંપ્યોછે તમને ભાર કપાસરે
સરખી સૈયર મલીને કાંતજોરે, તમો તેથી નહી થાઓ ઉદાસરે.

રાણી પ્રતિઉત્તર આપેછે:—

રેંટિયો ભાંગીને રાંધુ ખીચડીરે, કાંઇ કપાસે લગાડું લાહેરે—કાંઇ
સાહેલિયોનો સંગ નથી કામનોરે, રાજા મેં તારી ઝાલીબાંયરે--રાજા

રાજા બોલેછે:—

પલાસ પિપલારે તમને સોપ્યારે, રાણી ગણજો પિપલિયાંના પાનરે
બારેરે વર્ષે અમે આવિશુંરે, તારે વાલિશું રાણી તમારા વાનરે.

રાણી ઉત્તર આપેછે—

સાથેરે તેડો મારા સાહબારે, મારા બાર વરસ કેમ જાયરે
વિજોગની ઘડિયો જાયે વેગળીરે, મુજને દાહાડો વરસસમ થાયરે
આવું જાણત તો નવ પરણતીરે, રાજા બાળકુંવારી હું રેહેતરે
ઠાળેરે હાથ મેં તો ઝાલિયોરે, મારા કરમને દોષ ના દેતરે
સાસરી જોયાનાંમારે ઓરતારે, સ્વામિ ઘુંઘટ તાણ્યાના રહ્યા કોડરે
તમેરે ચંપો ને હું છું કેતકીરે, મારે ભલી મલીતી જોડરે
પેરી ઓઢીને ફરત સાસરેરે, તે હરખ સઉ થયા મારે ભંગરે
નથીરે છુટયાં મીંઢળાં હાથનાંરે, નથી ઉતર્યો મારાં પાનેતરનો રંગરે.

રાણી વિલાપ કરીને રાજાની સામે રડેછે:—

નર વિનારે નારી અબલારે, તેનો પગલે પગલે વંકરે—તેનો
દીસે દીનમુખે બિહામણીરે, હું તો છું કરોડભરી કલંકરે—હું તો
ચાલોરે કેહેતાંમાં ચમકિયેરે, પુંઠ દીઠે કાંઈ જીવ જાયરે—પુંઠ
નેણારે મારામાંથી નીર વહેરે, જોને કાળજડાં કડકા થાયરે—જોને
હીમરે પડે ને ધરતી ગડગડેરે, કાંઈ એવું મારે છે દુ:ખરે—કાંઇ
જ્યારેરે રાજા તમને દેખશુંરે, ત્યારે તો થાશે કાંઇ સુખરે—ત્યારે

રાણીને નરમ થયલી જોઈને તે બોલ્યો:—
સકન આલો તો રાણી ચાલિયેરે,ભામિની તમને લઈશું સંગાથરે.

રાજા હજુર તો બોલેછે એટલામાં રાણી હર્ષાનંદથી બોલી ઉઠી કે:-

સકન રે આસું હું ફુલવાડિયેરે, ભલે પધારો મારા પ્રાણ નાથરે
ડાબેરાં બોલે રાજા દેડકાંરે, કાંઈ જમણેરી ભૈરવ હોયરે
એવે સકને રે રાજા તમે ચાલશો રે, તમને વેરી ગાંજે નવ કોય રે
કોરે ઘડે રે કુમારિકા રે, તેને બોલે અખ્યાણું જાવ જાર રે
એવેરે સકને રાજા તમે ચાલશો રે, તમને મલશે ફુલંદે નારરે
અખંડ રે સૌભાગ્યવંતી માલણી રે, કાંઈ છે છાબે ભરેલા હાર રે
એવે રે સકને રાજા તમે ચાલજો રે, તમે પરણશો સુઘડ એ નારરે
વર કન્યારે પરણીને આવતાં રે, સામા મલે નિશાલિયા સારરે
એવે રે સકને તમે મારૂ ચાલજોરે, વરજો તમે માખ્ખલદે નારરે
દેવ સકળ શુભ સંગ જોગણીરે, જે માત પિતા કેહેવાય રે
રક્ષા કરે રે રાજા તે તમતણી રે, રાણી કેહે સુણો મારા રાય રે
ચોરે ચૌટેરે ચારૂ ચાવડીરે—જ્યાં મડદાં બલે મસાણરે
ત્યાં રક્ષા કરેરે મુજ માવડીરે—સકલ હજો તમને કલ્યાણરે
શેહેરવાડી ને રાય રણવિષેરે—જ્યાં પરવત ને હોય પહાડરે
હુ રે આરાધું અંબા માવડીરે, આવીને પુરે તે તારા લાડરે
પશુરે પંખી ને દઈત માનવીરે, સઉ નરનારીને પૃથિવના રાયરે
સર્વ વશ થાશે રાજા તમતણેરે, થઈછે તુષ્ટમાન દુરગામાયરે
પરમુલક ને પરદેશમાંરે—વલી પરધરતી ને પરવાસરે—વલી
રેહશે જગદિશ્વર મહાદેવ સાહ્યમાંરે, તે તો પુરી કરે સઉ આશરે
રાણી કેહે સુખે તમે સંચરોરે, રાજા ચલાવો ચતુર તોખારરે
કેહેતાંમાં સકન સાંધિ ચાલિયારે—ગજરા મારૂને ચંપાદે નારરે.

રાજા ઘોડાપર અને રાણી પગે એક બીજા સાથે વાત ચીત કરતાં ધીમેધીમે ચાલ્યાં જાયછે. ચેતર વઈશાખનાં દાહાડાછે, સુર્ય પ્રકાશે છે. ઉત્તર મારૂત વાઈ રહ્યોછે. મંદમંદ સુગંધ આસપાસ બેંકી રહીછે. ભ્રમરો ગુંજારવ કરતા આમતેમ ઊડેછે. વૃક્ષોપર મધમા-

બીના ટોળેટોળાં ઉડેછે. ફુલફુલોનાં ભારે તરૂવર નમ્ર થઈ રહ્યાંછે. પક્ષિયોના નાનાપ્રકારના મધુરનાદે કરીને વન ગાજી રહ્યું છે. આવી રચના જોતાં, માંહોમાંહે વિનોદ વારતા કર્યા જતાં કેટલીક વારે એક આમ્ર વૃક્ષનાપર બેઠેલી કોયલને બોલતાં સાંભલીને બન્નેનુ લક્ષ તેનાપર ગયું. રાણી વાત કરેછે અને રાજા હુકારો દેછે પણ તેનુ ધરધ્યાંન હવે કોયલ કેવો સકન આપેછે તેનાપર ગઉ એટલે હુકારો બંધ થયોછે. તેથી રાણી કોયલને કહેછે કે મારા પતિએ તારા ટહુકાપર લક્ષ લગાડયુંછે માટે તું ધીમેધીમે બોલઃ—

સરૂઆ સાદનીરે કોયલડીરે, વેરણ તું મધરી બોલે મધુરરે—વેરણ.
તારેરે આબાવન ઢુંકડાંરે, મારા વાલમના પંથછે દુરરે—મારા.

ત્યારે કોયલ કેહેછે કે "રાણી! તુંજ નગુણી છે કે આવા ઉનાળાના દાહાડામાં તને મુકીને, તારો ધણી પરદેશ જાયછેઃ—

ચૈતર વૈશાકના રે દાહાડલારે, આંબે ઉધરલી છે શાખરે
નગુણી તજમાં ગુણ નહીં, જે તું પરણ્યો જાયે તજ પાંખરે.

એવું સાંભલીને રાણી ખિજાતછે તે મેંણું લાગ્યાથી ઉથલો મારેછે કે જેમ ગાયને ગાંજરૂ વાહલુ છે, તેમ મારા ધણીને પરદેશ વાહલોછેઃ—

મેઘને વાહલા ડાદુર રે, પ્રજાને વાહલા નરેશરે
ગાયોને વાહાલાં ગાંજરા રે, મારા મારૂને વાહાલા પરદેશ રે.

એટલે કોયલ પાછો ઉથલો મારેછે—અરે વજર છાતીની રાણી, તારો ધણી જાયછે ને તું રડતી પણ નથી ?

વજર હૈયાની રે એ રાણીજી, તારો વાલમ જાયે પરદેશરે
સંધ્યા બીલીરે ઓ રાણીજી, તને આસુ નહી લોચન લેશરે.

રાણી કોયલને પાછો બોલ મારેછે કે અરે મારાં આંસુથી મારી કાંચલી ભીંજાય ને મારા ડુસકાથી તો તારા વડની ડાળો પણ ભાગેઃ

આંસુયે ભિંજાયરે, મારી કંચુઓરે, કાંઈ ડુસકે ભાંગે વડલાની ડાલરે
મારે હઈયે ઉઠયો મેઘલોરે, તુ તો આંધલી ચઢાવે આળરે.

કોયલ સાથે રાણી આવી ટાપાટાપી કરેછે તેમાં ઘડીભર તેણે પોતાના ધણીને વિસાર્યો. એવામાં ગજરા મારૂયે ઘોડાને તલપાવી મુકયો. પલકારામાં તો તે જંગલની ઝાડીની અંદર કેથે અલોપ થઇ ગયો. રાજાનો ગયો અને રાણી ત્યાંજ રહી ગઈ! રાજાની પુઠ દેખાઇ ત્યાંસુધી રાણિયે જોયા કીધુ. ઘોડાની પગથી ઉડતી ધુળ જયારે દેખાતી બંધ થઇ ત્યારે એકાએક રાણીની છાતિએ ડુચો ભરાઇ આવ્યો, તે પુછવું જ શું! રાણિએ તો અશાડ શ્રાવણ રેલી મેલ્યા!

કુવા રે ખોદાવિં વાવડીરે, એતો તરસિયા મારૂજીને કાજરે
આંબા રે રોપાવિં આંબળી રે, એતો રસિયા મારૂજીને કાજરે
શિયાળેરે ઠાકોર શીત ઢળેરે, ઠાકોર ઉનાળે લુવાયરે
ચોમાસાનારે ચાર ચીકનાંરે, ઠાકોર ચાકરિએ ના જવાયરે
નવારે દાહાડા ઠાકોર આવશેરે, ત્યારે રાજા ગામ જવાયરે
દિવાલી દશરાનારે દહારલારે, ટાકોર તીરથ ગામે ફરાયરે
આજનારે તડકાછે કારમારે, રાયના મુખડાં કરમાંઇ જાયરે
કાં ન સરજી હું તો વાદલીરે, મારા પિયુડાને કરતી છાંયરે
કાં ન સરજી હું તો હંસલીરે, શકન ભલેરાં દેત રણ ધીરરે
બબેરે પાને ત્યાં વડલો રોપિયોરે, વડનો થઇ રહ્યા છે ઘોર ઘંભિરે
સરવારે સાદની કોયલડીરે, હવે તું મધુરૂં મધુરૂ મા બોલરે
વિજોગ બાણ મુજને સાલે ઘણાંરે, મારૂ કાળજડું તું શીદને છોળરે
તુજ આંબાવન છે ઢુંકડાંરે, ભુંડી મજથી મારૂ જાએ દૂરરે.

રૂદનરે દેખી રાણીતણુંરે, વડલો સિંચાઇ થયો ચકચુરરે
રાણી રે રડેછે જોને ડુસકેરે, તેથી તુટી પડેછે વડની ડાળરે
વિલાપ સુણી ઘેભાયાં વનચરોરે, કાંઇ પડીછે હૈયામાં તેને ફાળરે
આંસુડે ભિંજાયે રાણીનો કંચુઓરે, જોને ભિંજયછે નવ રંગચીરરે
કલ્પાંત કરતી તે રાણી જોઇનેરે, થંભ્યાછે સલિતાનાં નીરરે.

ઘોડાને એડ એડ કરતો ગજરા મારૂ વંચ્યોજાયછે, તેવામાં માર્ગ-
માં એક મોટી નદી આડી આવી, ત્યાંહાં ઢીમરને કેહેછે કે—

ઢિમર ગામનાંતુ કેહ તે આપુ જોરે, મજને ઘોડલાસહિત ઉતારતીરરે!

ત્યારે ઢિમરે જવાબ આપ્યો:—

અમર રેહિરે તમે રાજયારે, નામ ઠામ તમતણું બતાવી ઊતરો વીરરે!

રાજા પોતાનુ નામ ઠામ બતાવતો નથી અને માછી લોકો તેને
નાવમાંથી લેતા નથી. આપ્રમાણે કેટલીકવાર રગજક થઇ પણ કોઇ
માનતું નથી, ત્યારે ઘોડો રાજાને કેહેછે કે—

મજ છતાં શાને કરે વીરા સોચનારે, આવડો ઓશયાળ શાનેતું થાયરે
એહિથી ઠેકીજાઊં જોને આભમાંરે, ત્યાંની ખબર તો પલકમાં લવાયરે
તાણીનેરે ભીડ તંગ તાજણેરે, કાંઇ ઢાળેરી મેલજે વીરા વાઘરે
ભાલુડીવા એક પાછોરે હટવીરે, મુને ઠેકાવજે જોઇ રૂડો લાગરે
નાવનાં પાડુરે હું તો નાગરારે, ઓળંગી જાઊં હું સમુદ્ર આઇરે
અંહીથી તલપીને હું તો ઊતપતુરે, રખે રેહેતો તું મજને સાહીરે.

ઘોડાની વાત સાંભળીને રાજા ખુશી થઇ ગયો. માછીઓનાં દેખતાં
તેણે ઘોડાનો તંગ ખેંચી બાંધ્યો. એક ભાળાવાર જમીન ઘોડાને
હટાવીને તેને તલનાવ્યો.

તે જોઇને પેલા માછીઓએ વિચાર્યું કે આકોઇ વીરપુરૂષ છે
અને મોટાનું ફરજન છે. કાંઇ જનાવરનો વિશ્વાસ રખાય નહી. રખે

એ મધ નદિએ પડે ને ખેંચાઈ જાય. એવું ધારીને ઢિમરાએ ભર નદિમાં નાવ છોડી. નાવવાળાઓને પાછળથી આવતા જોઇને તેણે સોળ મોર કાહાડી આપી ને હવે નદી ઓળંગ્યા પછી પોતાનું નામ કહ્યુંઃ

ઘડ ચંપાનો રાજીઓ, દંભાવતીનો બાળ
જસાજામનો બેટડો, ગજરામારૂ મારૂં નામ.

મારૂં નામ પુછવું કદાચ કોઇ પાછળથી આવે તેને તમે આ પાર ઉતારી મેલજો. હાલ તમને સોળ મોર આપીછે, પણ હું ફરીશ ત્યારે તમને ખુશી કરીશ. એટલું કહી ઘોડો હંકાર્યો. ચાલ્યો ચાલ્યો તે એક વનમાં નિકલી ગયો. જયાં તેણે દુરથી પાહાડની તળાટીમાં સાંડ ચરાવનાર એક રબારીને દીઠો. તેની પાસે જઇને તેને પુછેછેઃ-

વિરા રબારીરે હું વિનવું રે, તું તો સાચેરૂ ભણે નિરધારરે.
આરે મલકનો કોણ રાજિઓરે, ને કોની વરતે આણ આધારરે.

ત્યારે રબારિએ જવાબ આપ્યો કે અહીં મારા જોતામાં બારસેં ઉમરાવ થઈ ગયા તેથી હું જાણતો નથી કે આ મુલકમાં કોની દુઆઈ ફરેછે. કેમકે રોજ મરે તેને કેટલું રડે. તારે ગરજ હોય તો જા! મારી રબારણ પાછળ આવેછે તેને પુછ! રાજ કુંવરે ઘોડાને ફેરવ્યો. મહામદભરેલી રબારણને માંથે માટલું ને પછવાડે સાંડનું બચ્ચુ ચાલતું તેણે જોઉ. વગડામાંની રબારણને તેની લેંકાતી ચાલથી તેના ધનુષાકાર ભંમર અને તારા સરસા ચળકતા ડોળાથી, રાજકુંવરને મોહબાણ વાગ્યાં. તેથી તે ઘોડાને નચાવતો ને કુદાવતો ધીમે ધીમે આડે માર્ગે રંગીલી રબારણ તરફ ચાલ્યો જાયછે; રબારણ રેવંતને પોતા ઉપર આવતો જોઇને કેહેછે "વીરા! હય હાંકેછે તો સંભાળીને હાંક! નહીંતર મારા માથાપરનું મહી છળકાશે. એટલેથી તું નહી સમજશે તો, જોયું આ સાંડનું બચ્ચું! હમણાંજે તે તારા માથામાં મારીશ, તો તું તારા હયસહીત આ ધૂળમાં રોળાશે."

રબારણે તેને વીરા કહી બોલાવ્યો, તેથી તેના મનસુબા રેલા માફક રેલાઈ ગયા. પછી તેણે તેને બેન કહીને એક મોર કાહાડી આપી તે લઇને રબારણ તેને માર્ગે ગઈ અને રાજકુંવર પોતે માર્ગે ચાલ્યો.

એક ગામને પાદરે ઉજડ પડેલા બગીચામાં આવીને તેણે ઉતારો કીધો. ઘણા દીવસનો થાક ચડયાથી એક વૃક્ષનાં ઠુઠાસાથે ઘોડાને બાંધીને પોતે એક કોરે જઇને સુતો, ને થોડીવારમાં ઊંઘી ગયો. તે ગામના ગરીબ ગુરબાઓ લાકડાં વિણવા સારૂં નિત્ય તે વેરાનમાં આવતા હતા. એકજ દિવસમાં બગીચાના વાન ફરેલા જોઇને તેઓ આશ્ચર્ય પામ્યા. તેમાંનાં કેટલાએક તો ત્યાંથી ઝટ તેના માલિક પાસે દોડી જઈ વધામણી આપી કે ત્યાં કોઇ સુમાણસના પગલાં થયાં છે તેથી તારો બાગ લીલો કંજાર થઇ ગયોછે. ત્યારે માલણે કહ્યું કે આજે તમને લાકડાં મલ્યાં નહી હશે તેથી મને ભમાવવાને તમે આવ્યાછો. પેલીની ખાતર જમા કરવાને તેઓએ સોગનસપરાં ખાધાં, અને કહ્યું કે હમારા બોલવાનો તને વેહમજ હોયતો હમારી સાથે આવીને તારી ખાત્રી કર. એથી માલણ ત્યાં જવા ચાલી તો બાગમાં આવીને જોયછું! ઝાડે ઝાડ અને પાને પાન લીલાં છમ તેની નજરે પડયાં. આ ચમત્કારનો કરનાર કિયો દેવતાછે તેની શોધમાં તે આખો બગીચો ફરી વળી. અંતે તેની નજર એક ઝાડનાં ઠુંઠે ઘોડાની સોડમાં સુતેલા કોઇ પુરૂષપર પડી. તેના તેજથી માલણે સુરજને લજવાતો જોયો. એ દેવપુરૂષને વધાવી લેવાને માટે માલણે ફુલના હાર ગજરા બનાવી તેની છાતીપર મુકયા, તે થંડાં લાગેથી રાજકુંવર જાગી ઉઠયો. માલણે ગલામાં હાર આરોપીને પુછયું:-

કિયારે મુલકના તમે રાજવી રે, રાજા કિયું તમારૂં ગામરે
નાની રે વયમાં તમે નિસર્યા રે, એવું શું પડયું તમને કામ રે.

તેજ ન મળે ત્રે લોકમારે, દિસો હજુ રાજા બાળેવેશરે
શે દુઃખે રે તમે દુખિયા રે, કેમ વેઠો તમે પરદેશરે.

મારૂ માળણને જવાબ દેછેઃ—

નથી રે અમે કોઈ રાજવીરે, બેન નથી કરતા અમે રાજરે,
પૃથ્વિરે પ્રદક્ષિણાને કારણે રે, નિકળ્યા મુલક જોવા કાજરે;
નામ ઠામ તો ત્યાં બતાવિયે રે, જયાં થતું હોય વિવા કેરૂ કામરે
આ શેહેર શોભિતું જોઈનેરે, જઇશું અમે બીજે ગામરે.

ગજરાની વાત સાંભળીને માળણ બોલી—"ભાઈ હાલ આ શેહેરમાં કોઈ પરદેશીને જવા દેતા નથી, કેમકે હમારો રાજા રૂપસંગ ફુલંદેને પરણવાસારૂ ગયોછે. પણ તે કાંઇ તેને દાદ દેતી નથી, તેથી રાજા તેનાં મુલકની આસપાસ ફર્યા કરેછે ને પરણવા જતો નથી, તેમ પાછો આવતો નથી."

એ વાત એમછે કે ચંપાવતી નગરીનાં રાજાની કુવરી ફુલંદે વરવા જોગ થઇછે. તેણે ગજરામારૂને વરવાનું વ્રત લઇને ગોરને ચંપાધડ મોકલ્યો. ગોર જયારે ચંપાધડ ગયો ત્યારે તેણે મારૂને દેશવટે કાહડેલાની વાત જાણી, તેથી નિરાશ થઇને પાછો ફર્યો. રસ્તે રૂપસિંહનો મુલક આવ્યો ત્યાં રાજાને જુવાન જોઈ ગોરે વિચાર્યું કે ફુલાંદેએ ગજરામારૂને નજરે જોયો નથી તેથી જો તેને નામે રૂપસિંહને ટાકી ઘાલિશ તો એ ક્યાં જાણવાનીછે? ને મારૂ ઇનામ પણ પાકશે. ફુલંદેનાં રૂપની ચર્ચા બધાય મુલકમાં પસરી છે તેથી રૂપસિંહે ગજરામારૂનું નામ ધારણ કરીને પણ ચંપાવતી જવાને કબુલ કર્યું. જાન ચંપાવતી જઈ પોંહોચી ત્યારે ફુલાંદેને વિચાર સુઝયો કે ગજરા મારૂ ચતુર છે માટે પેહેલાં તેમનું પારખું લઉ. એમ ધારીને તેણે ધોળો, પિળો, રાતો, કાળો, લીલો, કાબરો, ને ફરતો, એવા સાત પડદા બાંધ્યા ને કહાવ્યું કે રાણિએ પડદા બાધ્યા છે

તેનો સમસ્યાનો ખુલાશો કરીને વરવા આવવું. હવે રાજા રૂપસિં-હને પડદાની વાત કાંઈ ખબર નથી તેથી મૂહરત જોઈને પડદા ખો-લવા આવવાનો વદાડ કરીને આસપાસ ફરયા કરેછે. દરમિયાન ખુ-લાશો કરે એવો કોઈ ચતૂર પુરૂષ શોધી લાવવાને માટે દીશાએ રાજાના અનુચર ફરી વલ્યા છે.

માળણને મોડેથી ફુલદેનું નામ સાંભળતાંજ ગજરાને ચંપાદેયે સક-ન આપનો વેળા કહેલી વાતનું સ્મરણ થયું. પણ થાકયો પાકયો ને ભુખ્યોછે તેથી માળણને એક મોર કાઢી આપીને કહ્યુ કે મને શેહરમાં કયાંઈ ઉતારો અપાવ. માળણ બોલી "વીરા! રાજા નથી તેથી ગામમાં કોઇ પરદેશી સ્વારને જવા દેતા નથી કે રખે રાજ ઝોટી લીએ. તારી મરજી હોય તો મારો ભાઇ દેશથી આવ્યોછે, એમ દરવાનને કહીને તને મારે ઘેર લઇ જઉ" એમ કહી માળણ તેને પોતાને ઘર લઇ ગઇ. ત્યાં ખાઇ પીઈને આનંદમાં દિવસ ગુજાર્યો. પછી ગોરસવેળા ફુલં-દેનાં શેહર તરફ કુચ કીધો. ત્યાં આવી તેણે એક ધર્મશાળામાં ઉતારો લીધો. રૂપસીંગ રાજાના એક છુપા જાસુસે ગજરાને જોતાંજ તેને બત્રીસ લક્ષણો જાણી મજરો કરીને પાસે બેઠો. એક બીજાના ખબર પુછયા પછી રૂપસીંગના સેવકે તેને સાત પડદા છોડવા વિશે પુછયું. પરદેશિયે હા કહી, તેથી સેવકે ખુશીથી ફુલદે તથા પોતાના રાયનું વૃત્તાંત કહી સંભળાવ્યુ. પછી નકકી કર્યું કે રૂપસિંહ પોતાના વસ્ત્રાલંકાર મોકલે તે પેહરીને ગજરા મારૂ ફુલંદેનાં પડદા છોડી આવે ને રાજા તેને અતુલ ઇનામ આપે.

અનુચરે રાજા પાસે જઇને સર્વે નિવેદન કીધું ત્યારે તે ખુશી થયો અને તેની સાથે ખાસ વસ્ત્રાલંકાર મોકલાવી રાણીને કહાવ્યું કે આજ સાંજરે રાજા પડદા છોડવા આવશે. તેથી શોળે શૃંગાર સજી અને નવરંગી ચીર પેહેરી બની ઠનીને સાંજ સમયે ફુલંદે રાણી રાજાની વાટ જોતી ઝરૂખે બેઠીછે. તેવામાં તેની નજર એકાએક પોતાના મે-

